GOHAR in "KIMTI ANSU"

"કીમતી આંસુ"માં ગોહર

A CHANDULAL SHAH PRODUCTION

વાર્ષિક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું — અંક ૭ મો — તા. ૨૮-૧૨-૩૫ — કીંમત ૧ આનો

# સ્ટુડીઓ સમાચાર

## "કીમતી આંસુ" ઝીલાય છે.

આંહી તે શું "મોટર શો" યોજવામાં આવ્યો છે? તરેહ તરેહની મોટરો વેસ્ટ એન્ડના કંપાઉંડમાં સરી પડે છે અને એમાથી કુટુંબો ઉતરી આવે છે ત્યારે થર્ડ કલાસ અને સેંકડ કલાસની ટીકીટો લેવા માટે પણ પડાપડી થઇ રહી છે. એ બધાનું કારણ "કીમતી આંસુ" ત્રીજા અઠવાડીઆમાં પણ શ્રી. ચંદુલાલ શાહનું આ પ્રોડક્ષન વીકેટ પર ઉભું રહી રનો અને તાળીઓ મેળવેજ જાય છે. સહુ કોઇ બોલી ઉઠે છે કે નવીજ ગોહર આંહી નવીજ અભિનયની પાંખો પ્રસારે છે. એમાં એ આંસુની ભીખ માગતી ગોહર કરૂ-

ણતાની

બી

સ

વા

વે

છે

"

વે ... આ બાલ-

પ ...ટ પો. મૂકવામાં આવ્યો છે અને પ્રસંગોની પણ ભભક જામે છે. મી० બીલીમોરીઆ પાસે રીવોલ્વર છે પણ મીસ ગોહરના છુંપા શસ્ત્રોથી એ લોઢું સરી પડે

છે અને ગોળીબ્હાર થાય છે. સમશેર ચળકે છે, મીલીટરીની ધુમ આખા સેટમાં ફરી વળે છે પણ આથી વિષેશ પુછતા નહિં. શ્રી. ચંદુલાલ શાહ પરવાનગી આપે એમ નથી. "સીપાહીની સજની" ટુંક સમયમાં તૈયાર થઇ જશે–

"રાજરમણી પછી–

ત્યારે જુવાન ડીરેકટર મી० જયન્ત દેસાઇ "રાજર મણી"ની વાત પણ લગભગ ભુલી ગયા છે, કારણ કે એમણે આ પીકચર એડીટ કરીને સ્ટુડીઓને સુપ્રત કરી દીધું છે અને હવે તો એ સમાજના થરોમાં પોતાનો કેમેરા

ઘુસાડવાના છે. શ્રી. ચતુર્ભુજ દોષી આ નવી સામાજીક વસ્તુને કલમ આપી રહ્યા છે. મીસ મધુરીની અભિનય કલા આ નવાજ ચોગ-ઠામાં રોપાશે. આજકાલ તો નાતાલની હોંશ મીસ મધુરીના હૃદયે છે. Merry Xmas ની શુભેચ્છાઓ તમે એમના પર પાઠવવા માગો છો ને?

બાંકા સિપાહી

ત્યારે રોઝા હાટેનું પ્રથમ ખોલપટ સેટમાં સ્વાંગ સજી રહ્યું છે. મી. મધોક ડાયરેકટ કરી રહ્યા છે. "બાંકા સિપાહી" એવો અત્યાર સુધી ટાઇટલ આપવામાં આવ્યો છે.

ચાલાકી કરી જશે–

અને મી० રાજા સેન્ડો મદ્રાસથી પાછા ફર્યા છે. ત્યાં એમણે ભાષણોની રમઝટ બોલાવી હતી અને આ રણજીત સ્ટાર અને ડીરેકટરને આ મુસાફરીએ ઘણું માન મેળવી આપ્યું હતું. રણુતજીની વ્યકિત-ઓથી કોણ અજાણ્યું છે? રાજા સેન્ડોનું "ચાલાક ચોર" તૈયાર થઇ ગયું છે અને

ચાલાકી ચમકાવવાનું આ ખોલપટ અત્યારે વચન આપી જાય છે, ત્યારે "રીટર્ન ઓફ તુફાન મેઇલ"ની યોજના પણ ઘડાઇ ગઇ છે.

ભલે પધારે ૧૯૩૬

૧૯૩૫ સરી જાય છે; અને ગોરાઓ કહે છે તેમ "Old man depression" પણ આ વખતે ન્હાસી ગએલ છે, એટલે ૧૯૩૬ ને આપણે વધાવીએ છીએ. રણ-જીતના ૧૯૩૬ ના પ્લાન એકઝીબીટર્સ તેમજ પ્રેક્ષકોને મીઠા સાકર જેવા લાગે તેવા છે.

**CHARLIE and DIXIT in "SOLDIER'S SWEETHEART"**

... shall soon see him. Yes, he is coming towards me. Now I know, he is Mr. Chandulal Shah, shooting the scenes of "Soldier's Sweetheart," a regular military stuff. I am sorry you can't see this luxurious boudoir. I feel I will never take my eyes off —and there, a flash of a sword, hanging this time, not beside a soldier but beside a lady. I forgot to introduce to you the heroine of this ambitious production. Of course you all know her, she is Gohar, playing a mighty serenade to her man. I say.... ....She is getting wild—actually wild. The sword comes out and a fencing scene is on....Bravo! Billy, you are trying your best....Your revolver is no good against a woman, when that woman happens to be Gohar. She flies on the feet of wind........

I am sure "Soldier's Sweetheart" is going to be a topping picture, New situations, new angle, new Gohar—Mr. Chandulal tells me that this film is on its way to completion....What's going around the other set? Madhuri and Billimoria on wings of romance! and Mr. Jayant Desai is on wings of direction.

A Scene from "Raj Ramni"

Raj Ramni is nearly over and waiting for the release. There is a smile on Jayant's face—his next will be a social. He is coming towards our microphone.

"Hullo, young man, what is on your mind." "Lunch and nothing else." Jayant Desai replies. Now he is taking his position on the table—and here somebody directs the dishes but I would not give out the name. In the meantime let's peep into the other studio wing.

Rosa Hate's first picture in Ranjit Studio.–Madhok directing–spirited dialogues are heard—but you will not hear them.

Oh and I meet the publicity officer. He is all in smiles there! In his hands we find some stills of "Black Bandit"—Raja Sandow is there. Yes, he is back from his southern tour where he delivered lectures. He was the centre of attraction there, as people are taking keen interest in Ranjit and its people.

Now we are turning to West End where "Kimti Ansu" is running third week to capacity houses. My dear man, what a rush! It looks like a riot there. Even the representatives of Law and Order are to be seen managing the crowds. If you are wise you will book your seats earlier.

And is there a motor show? Lamington Road is celebrating not a motor show but the cars turn to West End and out come the families. It is a delight to watch this smart set. Looks like a big sticking to screen–I mean "Kimti Ansu". It will remain at the wickets for a long time.

Good luck "Kimti Ansu".

Good luck Captain Chandulal

Cheerio! Everybody!

# હું બેટીંગ લઉં તો–

## રાજરમણી
## ની
## ચર્ચા

મધુરી—
બીલીમોરીયા
અને
ઇશ્વરલાલ
"રાજરમણી" માં

આ ટોળામાં ભારે ચર્ચા ચાલી હતી વિષય હતો "રાજરમણી" અને "રણજીત કૃતિઓ". પહેલાએ કહ્યું:–

'રાજરમણીમાં જયન્ત દેસાઇ એના એજ સ્ટંટસ લાવવાના—અને મધુરી પણ મર્દ બનીને પરાક્રમો કરવાની !"

બીજો રણજીતની નીતિ પીછાનતો હતો, એણે જવાબ આપ્યો:–

"ઉતાવળો થા મા—એ છે રણજીત કંપની હો ! અલ્લેલટપ્પુ કામ ચાલતું નથી–અને રણજીતની ફીલ્મો મોટી જીંદગી ભોગવે છે એનું કારણ એની નવીનતા છે–નવીનતા–"

૧ જણ—રાજરમણીમાં કઇ જાતનો પ્લોટ હશે ? બીલીને સપાટા ખેલવાની મજા આવે, કોમેડીઅનોને રમુજ મળે અને મધુરીને ચળકવાનું મળે એવીજ વાર્તા હશેને !

જવાબ—એનાથી વધારે બીજું શું જોઇએ? તું ભલે ગમે તે કહે પણ રોમાન્સનો છોડ કોઇ દિવસ સુકાવવાનો નથી—દરેકને રોમાન્સ ગમે છે, વેગ પસંદ પડે છે, પુરૂષાર્થથી સ્ત્રીને જીતી જાય તેવા લહેરી લાલા સહુને જોવાનું મનું થાય છે. આસમાનની બારીમાંથી ચંદ્રાનું નયન નીચે નમતું હોય, સરોવરનાં નયન શાન્ત બીડાઇ ગયાં હોય, પવન ઝુલતો ઝુલતો પ્રવેશ કરતો હોય, રાતે સુવાસની સીડી પર ચડતાં ફુલો સુગંધથી ગાજી ઉઠતાં હોય ત્યારે એક સ્ત્રી અને એક પુરૂષનો પડછાયો એક થાય એ દ્રશ્ય દરેક આંખોને ગમે છે, અને એવું રોમાન્સ આપણે સ્ક્રીન પર જોઇએ છીએ ત્યારે આફ્રીન થઇ જવાય છે—અલબત્ત એ રોમાન્સના આવવા જવાના રસ્તાઓ ફરવા જોઇએ, એમાં નવીનતા રહેવી જોઇએ. પણ તેં રણજીતની ફીલ્મોની સફળતા માપી હોય તો તું જરૂર કહી શકશે કે આ કંપના તરેહ તરેહના વિષય પર વાર્તાની પાંખો અફાળે છે.

૧ લો જણ—વારૂ, તને કાંઇ રાજરમણીના પ્લોટની ખબર છે?

જવાબ—થોડી ઘણી હું બુલેટીન વાંચતો રહું છું એ પરથી મને એની જાણ થાય છે. એ ઉપરાંત મને તો આ વાર્તાના પ્રસંગો સાંભળવાનો મોકો પણ મળ્યો છે—જો હું તને શરૂઆતનોજ પ્રસંગ કહી બતાવું.

"રતનગઢની ભાવિ વારસ પર દુલારી કપરા સંજોગોમાં જન્મભૂમિમાં આવે છે. રાજકુમારીના રૂપ પર અનેક યુવાનો આફ્રીન થાય છે. લડવૈયાઓ એને રીઝવવા અંદર અંદર કપાઇ મરે છે. મદનસિંહ પણ કુમારીના હાથનો ઉમેદવાર છે. એક રાત્રે એ છળકપટથી દુલારીને જંગલમાં ઉઠાવી જાય છે. પણ દુલારી એનેજ ફસાવે છે. એ સૌંદર્યવતી છે પણ એનુ રૂપ પરાક્રમ વિનાનું નથી. દુલારી આ મદનસિંહને જકડીને બાંધી દે છે અને **એનો** પહેરવેશ લગાવી ન્હાસી જાય છે; પણ એ જે ઘરમાં છુપી રીતે આશ્રય લે છે ત્યાં એનાજ બાપનો ખૂની આવેલો હોય છે: એક બીજાને પીછાન્યા વિના પ્રસંગ ઉછળે છે.

૧ લો જણ—કમાલ!...આ તો જરુર નવીજ સીચ્યુએશન અને ખરેખર ધ્રુજાવી દે તેવી.

૨ જો જણ—બસ હજુ તો પહેલોજ પ્રસંગ કહ્યો ત્યાં ઉશ્કેરાઇ ગયો. આવા તો કેટલાયે પ્રસંગો રાજરમણીમાં પુરાયા છે.

૧ લો જણ—ત્યારે તો રોમાન્સ અને અને તુફાની પીક્ચરોમાં આ ફીલ્મ નવોજ ચીલો પાડશે.

૨ જો જણ—મધુરી અને બીલી આંહી અભિનયની નવી ફુલવાડી વેરે છે.

૧ લો જણ—રણજીતને વાર્તાની આવી જાત ક્યાંથી મળી જાય છે?

૨ જો જણ—કારણ કે લોકોના શોખ પર પ્રજાના હૃદય ધબકારા પર ખાસ ધ્યાન રાખવામાં આવેલું હોય છે. કોમેડીમાં પણ રણજીતે સીનેમાના ઇતિહાસમાં નવા અક્ષરો નથી પાડ્યા?

૧ લો જણ—દોસ્ત હું તો એવી બેટીંગ લેવાનો હતો કે જયન્ત દેસાઇ રાજરમણીમાં એકજ જાતનું ભાણુ પીરસશે પણ સારું થયું કે મેં બેટીંગ ન લીધી. તારી વાતથી હું મારો મત ફેરવું છું.

આમ રણજીતની કૃતિ એ આજની મંડળીનો વિષય બની રહે છે. પબ્લીક પહેલેથી ધ્યાન રાખે છે કે આ વાર્તામાં કેવો પ્લોટ છે? કોણ કોણ કામ કરવાનાં છે? લોકોની નજરથી આઘે ન ખસવાનું કારણ રણજીત કૃતિઓ માટે પણ આજ છે.

——

# કીમતી આંસુ–

## જોયા પછી:—

ડાયરીના

કીમતી પાનાપર–

**નવાં સત્યો**

**સમજાય છે.**

"કીમતી આંસુ" જોયા પછી નવા નોખા માણસોએ પોતાની ડાયરીના પાનાંમાં નવી નોખી નોંધ ટપકાવી—એકે લખ્યું.—**લેખકને કલમ સાથે જ લગ્ન કરવા દેવાં. સ્ત્રીએ એને પરણવું નહીં**—કાગળ અને શાહી મળ્યાં એટલે જીવન મળી ગયું એવું માનનારો—**લેખક**—માત્ર કલ્પનાના કિલ્લા રચવા માટે સર્જાયો છે. એને નથી જોવું જીવન, નથી જોવું એના ઉંબરા પરનું સત્ય–એને તો જાણવી છે માત્ર શબ્દો શૈલી

**જોયાને! આ લેખક એમને તો જીવન સં-ગાથી સાથે ભાવનાના આકાશમાં ઉડવું હતું ને!— —નહીં એ તો પત્નિની હાય લઇ રહ્યા છે.**

જીવન મળે છે ત્યારે લેખક શાહી શોધવા દોડા દોડ કરી મૂકે છે. પણ જીવન અક્ષરો ઉજવલ કરે તેવી સ્ત્રી મળી હોય તો એના પર ઇતરાજી ઉતારે છે. કવિઓની આ મહાશય આરતી ઉતારે છે, પણ પોતાની જ બાજુમાં જીવતું કાવ્ય સમાયું છે એની પર એની દ્રષ્ટિ પડતી નથી. એનું મગજ ફોલી ખાનારાંનો જુમલો મોટો હોય છે. પોતાની વહુ ભુલચુકથી પણ સુખી બની જાય તો સાસુ નણંદની સંયુકત કંપનીને દીવાળું જ કાઢવું પડે ને! એટલે આ કંપનીમાં ઘરના મૂખ્ય માણસના પણ "શેર્સ" હોઇ એ પોતાની જ પત્નીને ઘર બ્હાર કાઢી મૂકે છે. અને બધું જુની ભાવનાઓના જોરે. કલમબહાદુર માની લે છે કે વહુઓ જીવવા

માટે સાસરે નથી જતી પણ બીજાઓના જીવાડવા માટે એ સાસરાનો ઉંબરો ઓળંગે છે.અને એ શોષણને ભાવના ભરેલું નામ આપવામાં આવે છે. એ શોષણને સેવા કહેવામાં આવે છે. અને દરેક વહુના કાનમાં આ શબ્દ અફળાવવામાં આવે છે. શાસ્ત્ર પણ સેવાનો મહીમા ગાય છે. સેવાનો ઇજારો વહુને જ આપવામાં આવે છે. આરામનો ઇજારો ઘરના મુરબ્બીઓ તકલીફ લઇને પણ સાંચવી રાખે છે. છતાં લેખક કલ્પનામાં ઉડતાં ઉડતાં સુરજ ચાંદાની જોડીના ગીત ગાય છે. લેખકની કલમ ભલે ગુલામી કર્યા કરે. સ્ત્રીએ તો એની ગુલામીમાં નજ પડવું.

* * *

કોઇએ લખ્યું:-જલદી પૈસા કમાવવામાં જલદી પૈસા ખોવા પડે છે. જલદી નાણું હાથ કરવા જતાં જલદી નાશનું મોજું ફરી વળે છે. પોલા વેપારની ગર્જના પોલા પડઘમના

એનું શમણું ભાંગી ગયું એના ટુકડાઓ પણ હાથમાં ન રહેવા દીધા—

એના મગજમાં પુરૂષનો દગો પછડાઇ રહ્યો—

# કીમતી આંસુ પાના પર ઝીલાય છે.

જેવી જખ્ખર હોય છે. જ્યાં સુધી વ્હેમ છે ત્યાં સુધી આ લૂટ પર રહેમ રહે છે. ન ચળકે એવી ચીજમાં પણ સોનું દેખાય છે. લોઢું ચળકતું નથી પણ એને સુવર્ણમાં પલટાવી શકાય છે સર્પ માત્ર મોરલી પર જ નાચતો નથી. પૈસાના ખણખણાટ પર પણ એને નાચવું પડે છે.

*　　　*　　　*

વળી કોઇએ લખ્યું. જીવનની કીમત સમજાવે છે. નાનાં છોકરાં-જીવનનું જવાહર બાલકોની આંખમાં સમાએલું છે. "આંસુ" એ શબ્દનો નવોજ અર્થ આજે સમજાય છે. વહુરાણી એ ધૂપશળી જેવી છે. એ એકલી સળગે છે છતાં સુવાસ પ્રસરાવે છે. બીજાને દઝાડયા વિના એ પોતે જલે છે.

કુ. ભાનુમતી

તમે
એમને ઓળખો છો.
તમે
એમને અવાર નવાર
મળવા જાવ છો—

## એજ—

### મી. અદી બીલીમોરીયા—

એમને તરેહ તરેહની
ભૂમિકા ભજવવાનો
શોખ છે. એમને ગંભીર
બનતાં આવડે છે અને
હળવી હવા જમાવતાં
પણ એટલું જ આવડે છે.

....લેખક....
રમેશ

"સિપાહીની સજની" માં બીલીમોરીયા

ટ્રા લા લા લા..........

અંગ્રેજી ગાયનનો આ સૂર આવીને કાનમાં પડી ગયો-પછી એજ ગાયનની સીટી સટકી અને કાને એને ઝીલી લીધી, પછી આવ્યો પગનો અવાજ, અને એ બધાંને ઢાંકી દે તેવો હાસ્યનો ખડખડાટ--

અને એ હાસ્ય કરનારા મારી સામેજ આવીને ઉભા—

મેં એમને એકદમ ઓળખી કાઢયા-

"હલ્લો, બીલી!" અમે હાથ મીલાવ્યા-

"કેમ આજે તારી સવારી આંહી કેમ? જગતમાં કાંઇ બની તો નથી ગયું ને-"

મેં પ્રકાશ પાડવો શરૂ કર્યો-"જો આપણે તો દોસ્ત રહ્યા પણ એક જણે મારાપર એક જબ્બર ભાર મુકયો છે."

"કેટલા શેરનો? આજકાલ સરકાર બાપાએ તોલામાં ફેરફાર કર્યો છે, એની તો કાંઇ અસર નથી ને?"

બીલીની આ વાત પર હું હસું એના કરતાં મુદ્દા પર આવવા મેં પ્રયાસ કર્યો-

"જોને, એક છાપાંના તંત્રીએ મને તારો ઇંટરવ્યુ લેવાનું કહ્યું છે-"

"ત્યારે તો હું સાબુથી જરા મોં ધોઇ ઓઇને ફાંકડો થઇ તારી પાસે આવું. તું એમ લખી શકે છે કે સાબુઓમાં મને માઇસોરનો સુખડનો સાબું બહુ ગમે છે!"

"કેમ, તું મને ઉડાડવાજ માગે છે કે શું?"

"એ કામ મારૂં નથી. જાુહુના એરોડ્રોમ પર જા તો તને એ ચાન્સ મળશે."

"બીલી, સમજ તો ખરો હું લેખક મુવો છું અને તારો ઇન્ટરવ્યુ મેં તંત્રીને પ્રોમીસ કર્યો છે–"

"હરીચંદ્ર પછી "પ્રોમીસ" પાળવાનું લોકોએ માંડી વાળ્યું છે એની તને જાણ નથી?"

"જો તું મને મદદ નહીં કરે તો હું મારી મેળે જે તે છાપી દઇશ."

"તો એમાં નવું શું છે? તારાં વખાણ પ્રમાણે હું જીવવાનું શરુ કરીશ. તારાં વાકયો મને હરકત પહોંચાડે એમ હું માનતોજ નથી—"

બીલી હવે મહેરબાની કરીને ગંભીર બન—તું આપણા ફીલ્મના ભાવિ વિષે શું ધારે છે?"

"એટલુંજ કે નેગેટીવ પોઝીટીવની ખપત જરૂર વધશે. એથી વધુ તારે સાંભળવું હોય તો કોઇ જ્યોતિષીને પુછ– એ ગૃહ વાંચી તને ફીલ્મનું ભવિષ્ય કહી બતાવશે"

"આજે તારે સીધી વાત કરવીજ નથી, એમ કહેને–"

"સીધી વાત છોડીને આડી વાત કરવાનું હિંદુસ્થાનને આવડશે ત્યારેજ એને સ્વરાજ મળી જશે–"

"હવે તો હું ખરેખર તારી પાસે હાર કબૂલ કરવા તૈયાર છું—માટે..."

બીલીએ મારે માટે ખાસ કોલ્ડ્રીંક મંગાવ્યું–અને અમે વાતે ચડયા–આખરે એ ગંભીર બન્યો ખરો–

"મને બધી જાતની ભૂમિકા ભજવવાનો શોખ છે. હળવું કામ કરી જવું હોય તોયે મને તો મજા આવે છે-સોશીઅલ પીકચરમાં મારે બહુ કાળજી રાખવી પડે છે. અને હું મારાથી બને તેટલી સંભાળથી મારી ભુમિકાને ઇન્સાફ આપવાની કોશીશ કરું છું કારણકે રણજીતની સામાજીક ફીલ્મોમાં જે પાત્રો આપણને જીંદગીમાં રોજ રોજ જડી આવે છે—એને જીવતાં રાખવા માટે અમારે ખાસ ચીવટ રાખવી પડે છે—"

આ વાતોથી હું એકદમ ખુશી થઇ ગયો પણ ત્યાં તો બીલીને માટે તેડું આવ્યું અને એની આડે હું પણ કેમ આવું?

"સીપાઇની સજની"માં કામ કરવા માટે એ ઉપડી ગયો અને હું દાદરના સ્ટુડીઓમાંથી બ્હાર આવ્યો, ત્યારે મને એની વાત યાદ આવી.

"આ ઈંટરવ્યુ લખી નહીં નાખતો હો! તારી ભાષામાં તું બધું લખી નાખશે પણ એને હું કબુલ નહીં રાખું તો!"—

પણ હું બીલીને બરોબર ઓળખું છું. એના હેતાળ સ્વભાવને લઇને એને વિષે મેં ઘણી રમુજી વાતો જુદા જુદા લોકોને કહી છે. બીલીમેરીઆ સાયલંટના જમાનાથી કામ કરી રહ્યા છે પણ ટોકીમાં પણ એમણે થોડાજ વખતમાં નામના મેળવી લીધી છે. મહેનત કરવામાં કલાકો ગાળવા પડે તો એમને જરાએ હરકત લાગતી નથી–તેમ એક સાથે બે પ્રકારની ફીલ્મોમાં કામ કરતાં એ કોઇ દી' થોથવાયા નથી.

કંઇક દેશના બંકા બની એમણે કેમેરાને નવા વાઘા પહેરાવ્યા છે–એમને સ્ટંટ કરવાનું કહો તોયે "હા," ટ્રેજીક કામ કરવાનું કહો તોયે "હા" અને કોમેડીઅન તરીકે રવાન કરો તોયે "હા"—અને એમની આ "હા" ઓડીયન્સ પણ કબુલ રાખે છે.

કોઇ સાંજે તમે એક રંગીન રેઇસર જોશો અને એમાં આ બીરાદર બેઠેલો દેખાશે સ્ટીઅરીંગ પર. પહેલાં એ મોટર સાઇકલ પર મહેરબાની ઉતારતા. મોટર ચલાવવામાં પણ એમનું ભેજું સમતોલપણું સાચવે છે. અને એ સમતોલપણું એમના આખા જીવનમાં તરી આવે છે. રણજીતના આ હીરાની છબીઓ કેટલાંયે આલબમમાં આજે મઢાએલી દેખાય છે.

મેં તો એ "છબી" સાથે સરસ કલાકો ગાળ્યા છે. બીજું શું જોઇએ?

---

# તોફાન મેઇલ પાછો આવે છે.

**વાહ બીલીમોરીયા!**

ઘોડાને પણ એમ થયું લાગે છે કે ચાલ દોડાવ મને. આખા હિંદુસ્થાનમાં હું તને લઇ જાઉં અને તાળીઓના ઇનામ અપાવું. અને સાચેજ તુફાન મેઇલ પાછો આવે છે. "રીટર્ન ઓફ તુફાન મેઇલ" ની તૈયારીઓ થઇ રહી છે અને જયન્ત દેસાઇ નવી રીતે પ્રજાની આંખ સામે એનો માનીતો વિષય બતાવવાના પ્રયાસ કરી રહ્યા છે.

ફીલ્મો આવે છે અને જાય છે પણ આ તો ગએલી ફીલ્મને ફરી ફરી બોલાવવાની ફરજ પડી છે.

ઉત્તર હિંદ રોજ રણજીતને કહે છે કે ભાવનાથી ભરેલાં, સમાજ ચિત્રોથી મઢેલાં બોલપટો અમને જરૂર આપો પણ સાથે સાથે તુફાન મેઇલનો નવો-અવતાર પણ અમારા તરફ રવાના કરો. દક્ષિણ હિંદ પોકારીને કહે છે કે બીજી બધી વાત સાચી પણ બીજા તોફાન મેઇલ વિના અમારે નહિં ચાલે ત્યારે મુંબઇ ઇલાકો અને મધ્ય હિંદ પણ આ માગણીમાં પોતાનો સુર મીલાવે છે એટલે જ તમે આ અલબેલા અસવારને જુઓ છો! મીસ મધુરીએ પણ તુફાન મેઇલમાં ચળકાટ પુરવાની તૈયારીઓ કરી દીધી છે. ત્યારે-પેલા કોમેડીઅનો તો આગગાડીમાં સાથેજ છે.

ઓ અસવાર! તું ઉડજે, પવનને પણ પાછળ રાખી ધુળના ગોટા ઉડાડજે. કોઇ મૃગનયનીનું વચન સાચવવા માટે મધરાતે ઘોડો ચાંપજે. પુર્ણ ચાંદ એને જવા દેજે. મોતની બ્હીક તારા જેવાને કયાં કદી ડરાવે તેમ છે. અને તારી રાંગ હેઠળ આવેલું આ જાનવર પણ કયાં મોળું છે? હમણાં જ છલાંક મારો દુનીઆ જીતી જશે એવા તો એનાં સીનો છે. તુફાન મેઇલના ઓ નવા અવતાર! તારી બધા વાટ જુએ છે. માટે વહેલો આવજે બહુ—વહેલો.

# રણજીતની
## કૃતિ
### નિહાળવા આવતાં રોઝા હાટે

એને ટોળાંમાની એક ન ગણી શકાય.

વેસ્ટ એન્ડમાં એ આવતી, ટીકીટબારી આગળ જઇ, ટીકીટ લઇ સડસડાટ કરતી એ બાલ્કનીમાં જઇ વીરાજતી.

અને ફીલ્મ શરૂ થતાં એનાં હૃદયમાંની સરી જતી દુનીઆ ફરી ઓર રંગે પાછી ફરતી.

ગોહરને—સ્રીત્વની આશા નીરાશાને, સુખદુઃખને ને હૃદયે આજની પરીસ્થિતિને વાચા આપતી ગોહરને જોઇ એનું હૃદય પુલકિત થતું. તુફાની મધુરી—જીવનમાં મસ્તી ભરી છે, તોરથીજ જીવન જીવવું, વખત આવે તો સાહસ પણ ખેડવું એવી એ મધુરી જોતાં-એનાં ધબકારા વધી જતાં.

અને આ બધી લાગણીઓએ એના મનમાં એક કલ્પનાસૃષ્ટિ રચી દીધી હતી-એમાં ગોહર અને મધુરી ઉપરાંત એ બાલુડાં ભાનુમતી અને રામ પણ આવી જતાં હતાં.

એ સહુને પરદાપર જોતાં એને એ બધાંની સાથે રહેવાની ઇચ્છા થતી. આ પડઘો કલ્પના સૃષ્ટિમાં પડયાજ કરતો-એ માનસીક વાતો કરતી-એ બધાંને પોતાના ઘરનાં સગાં સમજી આરામ ખુરશીમાં કે સોફામાં પડયાં પડયાં દીલ ખોલી વાતો કરતી.

પણ એક દિવસે એને વિચાર આવ્યો પોતે એ બધાં માનીતાં સાથે વાતો કરે છે-સ્વકલ્પીત પ્રસંગોમાં પોતાની જાત ગોઠવી વાતો કરે છે. પણ મને એ બધાં કયાંથી ઓળખે? નજ ઓળખે...પણ મને ઓળખવીજ પડશે. આવી કલ્પના અવસ્થામાં હું ન રાચી શકું એકજ રસ્તો એને દેખાયો.........

અને એ માર્ગ વટાવ્યા પછી જ્યારે ફરી વાર એ વેસ્ટ એન્ડ પર આવી ત્યારે એના હૃદયમાંની દુનીયા સરી જતી નહોતી. એ આ વખતે ટીકીટ બારી આગળ પણ ન ગઇ-સીધી દાદર પર ચડવા લાગી. ટીકીટ માસ્તર જરા આભા બની ગયા. તરતજ મેનેજર પાસે દોડયા અને પછી ટીકીટ માસ્તરે વિનયથી પણ સાથે સાથે હિંમતથી એની પાસે ટીકીટ માગી. એ એની સામું જોઇ રહી. આછું સ્મિત એના હોઠ પર આવ્યું. માથા પરનો છેડો એણે બન્ને હાથથી સરખો કર્યો ને એ બોલી-

"મારી ટીકીટ હોય ! આ રણજીતનુંજ છબીઘર છે ને? તો પછી?....હું તો રણજીત સ્ટાર છું. હુંજ રોઝા હાટે...."

રણજીત સ્ટાર એટલું કહેતાં કોને મગરૂરી નથી થતી ?

---

# —:જંગલમાં અમૃત

**"રાજ રમણી" સ્ટુડીઓ બ્હાર**
**ગઇ ત્યારે વનમાં પણ**
**અમૃત પીરસવાનું ભુલી નહિ.**

ચા વગર જગતમાં કોઇને ચાલ્યું છે ખરૂં ? તે રણજીતના સ્ટાફને ચાલે ! ચા એ તો નવયુગનું અમૃત છે. ઘરમાં હો કે જંગલમાં, કામ કરતા હો કે આરામ લેતા હો, પણ ઘડીઆળના કાંટા જેમ કુચ કરતા જશે એમ ચાનો પ્યાલો સાંભરશે-"ક્યાં છે મગ્ન, ક્યાં છે મગ્ન, ઓ મુસાફર ખટકના" એ કવિતાની લીંટી એક કવિને ચા નહોતી મળી ત્યારે સુઝી હતી—

આંહી દેખાય છે મીસ મધુરી, મી૦ બીલીમોરીઆ, મી૦ ઇશ્વરલાલ અને મી૦ ઘોરી ચાની આરતીમાં બધાં મશગુલ છે-પાસે ફ્રુટ પડ્યું છે એના પર પણ બધાની આંખ છે.

—

# ઝાડ નીચેનું જીવનઃ—

**પરદા પર આ
દ્રશ્યો નથી દેખાતાં
પણ એ દ્રશ્યોમાં પણ
કમાલ જાદુ ભર્યાં છે.**

અરે વાહ ! બધા કામમાં મશગુલ દેખાય છે. "રાજ-રમણી" ના આઉટડોર્સ લેવા આવેલા આર્ટીસ્ટો થોડી ક્ષણો માટે નાસ્તો કરી લે છે. નાસ્તા વિના કદી કલાને ઉગવાનું સુજે છે ખરૂ ? અને જોયું ? મા. બીલી તો જાણે જબરી તૈયારીઓમાં હોય એમ લાગે છે. એમની પીઠ પર ટુવાલ પડયો છે અને એમનો પ્યાલો ? બાપરે ! કેટલો જબ્બર ! એક સાથે બે કપ પી શકાય એવી એમાં કરામત લાગે છે. મીસ મધુરી દયાની દેવી બની ટેબલ પરની દેખરેખ રાખી રહ્યાં દેખાય છે. ઘોરી પણ પહેલું સુખ તે જાતે નર્યાં એ ખાતર પેટની પુજા કરી રહ્યા લાગે છે અને ઇશ્વર કામમાં પડ્યા છે.

---

# થાક ઉતારી દે એવી વાર્તા

"રાજ રમણી"નું વેગવાન દૃશ્ય.

"જે વાર્તા હૃદય પર ટકોરા મારી જાય છતાં એમાં પુરેપુરો વેગ હોય એવી વાર્તાઓએજ ફીલ્મ ઉદ્યોગના પાયા મજબુત કર્યા છે–"

સીનેમા જગતની એક જાણીતી વ્યક્તિએ આ અભિપ્રાય જાહેર કર્યો છે. વાર્તા એ દરેક ફીલ્મને સફળતાના ચિલ્લા પર મુકી દે છે, અને "હૃદય પર ટકોરા મારી જાય તેવા પ્રસંગો એટલે ઇમોશનલ સીનો–પણ ભાવનાને પીરસવા જતાં જો પીકચરના એકશનને ખમવું પડે છે તો એકંદર પીકચરના રસને ચોટ લાગે છે. અને આ વાત આપણને પરવડે એવી નથી. ચિત્રપટમાં ભાવના જોઇએ પણ સાથે સાથે એકશન જોઇએ. કેટલીકવાર લાગણીઓનાં ઝરણ પાછળ સ્ટોરી એટલી ચાલી નીકળે છે કે પબ્લીકને એની મજા રહેતી નથી. વેગ એ તો દરેક ખેલપટનો પ્રાણ છે, અને આ વેગ ઓડીયન્સ ખેંચવામાં બહુ મદદરૂપ થઇ પડે છે.

જ્યારથી ટોકીઝનો ડંકો સ્ટુડીઓમાં ગાજવા લાગ્યો ત્યારથી ભાષા ઉપર અને શબ્દોના ઢગલા પર ફીલ્મ બેસવા લાગી છે પણ જે ભાષા એકશનને ઝોક આપી શકતી નથી એ ભાષા કાયમ પીકચરથી અલગ રહે છે. પરિણામે નાટક અને સીનેમામાં ઝાંઝો ફરક રહેતો નથી.

એ તો સહુ કોઇ જાણે છે કે સ્ટંટ અને તુફાની પીકચર સમુદાયમાં સારૂં ઉંચકાય છે પણ સ્ટંટનો અર્થ માત્ર ભુસ્કા મારવા એજ નથી થતો. અને એ અર્થ થતો હોય તો એવા ભુસ્કા તો કઇક જન્મ્યા અને એવી ફીલ્મો ખાલસા પણ થઇ ગઇ–સ્ટંટને જોર મળે છે વાર્તાના પ્રસંગથી–જ્યાં સુધી પ્રસંગની ગરમી આવે નહિં ત્યાં સુધી સ્ટંટમાં જાન આવતી નથી–રસાકસી ભરેલી સીચ્યુએશન વખતે સ્ટંટ આવી જાય તો પબ્લીકને પણ શૂર ચડી જાય છે અને તમામ પબ્લીક બોલી નાખે છે—

"દે...દે...." રણજીતની કૃતિઓમાં આમ પ્રસંગોની ઝાલક ઉડે છે, એટલેજ એની આટલી લોકપ્રિયતા રહ્યા કરે છે–ફીલ્મ એ થાક ઉતારવાને બદલે થાક લગાડનારી થઇ પડે તો પબ્લીક એને ગમે તેવી ગાળો આપી શકે છે કારણ કે લોકો જે આશાથી થીયેટરમાં દાખલ થયા હોય તેઓ નિરાશાજ લઇને પાછા જાય તો ફીલ્મની તેઓ પર બુરી અસર થાય છે. એટલે જ એન્ટરટેઇનમેન્ટનો ખ્યાલ લેખકે અને ડીરેકટરે ખોઇ બેસવો ન જોઇએ.

The BOMBAY OPTICAL COMPANY
ચશ્મા
એ ચશ્મનો રક્ષણહાર છે
તમારી
આંખોને
અમારાં
ચશ્માંથી નવાજો
એટલે
તમને સરસ
દૃષ્ટિ મળશે.
તમારી આંખને
સારી રાખવી
એ તમારાજ
હાથમાં છે
લેટેસ્ટ સ્ટાઇલની ફ્રેમો,
ક્રુકસ, ઝાઇસ, પેબલ્સ
ગ્લાસના વેપારી
બોમ્બે ઓપટીકલ કાં.
૩૪૭, કાલબાદેવી રોડ—મુંબઇ

# સ્ટવનું ભજન

## કીમતી આંસુ જોયા પછી સ્ફુરેલું

સ્ટવ રે બોલે બાકસ સાંભળે હોજી...
અંધુડો બોલેને બેનડ સાંભળે હોજી...

સાંભળે દલડાંની વાત,
વેણુ રે વેણુ રે મશનાં ફુલડાં
ઝરે હોજી...

નથી વસવું રે મારે ઘરમાં
ભડ ભડ બળવું સાડીના શઢમાં...
ચિતાનો છાંયડો કરીને
વસવું નથી રે અંતરમાં...
સ્ટવ રે બોલે ને બાકસ સાંભળે હોજી...

રોતાં રે આંસુડાં એ તો પાડતી રે
દીલમાં દાઝીને એ તો કાંપતી રે
નજરે પડી એ શીશી કારમી રે
સ્પીરીટની તો ઉડી છોળો પારની રે
સળગ્યો એ દેહ રૂપરૂપનો રે
ઉઠયો એ ધુમાડો રૂપલા વસ્ત્રનો રે
પાડી નહીં લાંબી ચીસ
સમજીને કે સાયબો ખીજશે રે
સ્ટવરે બોલે ને...

\+ × ×

ઘરની દીવાલોમાં એ દીપતી રે
આજે દીપે અગ્નીની પીઠમાં રે
બળતી બળતી એ તો સાંચવે રે
કપોલ પરનો કુમકુમ ચાંદ
જગતી જગતી એ જાળવે રે
સૌભાગ્યનો એ ચાંદ

શગડી બળે એના ચિત્તની રે
લાકડાં હોમે એની નણદી રે
પતિના ચરણે ચડી ચાકરડી
આંખમાં નીંદ, તોયે જાગતી રે
સ્ટવરે બોલેને...

× × ×

ઉડીરે જાવું એને દુર દુર
પીંજરે પુરાયું આતમ નુર
વન વગડાની એ પંખીણી
પીયરથી ઉડી આવેલી પંખીણી.
પાંખો કપાઈ એના આતમની
પાંખો કપાણી એના પ્રાતમથી.
ચાલી ગઈ એની આશા
રહી માત્ર નિરાશા.

ઘર રે જાગ્યું જુએ એ હોળી
અગનના ઝપાટામાં એને બોળી
કાળી એ રાખોમાં
ઝબકે કુમ કુમ...
અગ્નીએ વીખ્યું નહિ એકુ મ કુમ...
લાલ ચુંદડી રાખ પર પડી
સહુ કહે એક વહુ ગઈ મરી.
અને વાગ્યાં ઢોલને ત્રાસાં
સાજન માજન મળ્યાં સાચાં.
જુનીની રાખ પર આવી નવી.
સ્ટવરે બોલેને બાકસ સાંભળે હોજી

"જી"

BANDRA,
*20th Dec. 1935.*

DEAR MISS MADHURI,

I wrote one letter to you and can't resist the temptation of writing another. A friend of mine, saw you in a passing car and you were the "discussion" then.

He took me to his place and bombarded an album on me. I did not understand this attitude—but when I saw your portraits I was a bit dazed. This friend of mine is a film devourer. He is always at it—and he buys the smart cinema magazines. He is also a "cutter"—I mean he cuts all the portraits he likes and puts them on his album. Not only that. He is a budding poet. He sometimes talks in rhymes. When I saw your portrait I also saw few lines written under it—and I copied these lines, hoping that I will send the same to you just for a fun. X'mas is on its way—and I hope you will read this poem or sing it with the real zest amongst your friends.

I hope I have not offended you.

Yours . . . . . . . .
EZEKIEL.

. . . . . . . . . . . .

## HERE IS THAT POEM:

You are sweet but not meek
You are cute but not mute
Oh! the crowds roar, they come to the door
Just to see you bloom and call you moon.
You are Madhuri, the Ranjit star
You are a Hoori of the shining car.

MAHIM,
19-12-35.

DEAR MR. BILLIMORIA,

You will receive this letter from one of your admirer of your wonderful acting. never miss those films in which you appear.

Your acting is quite natural. I had seen your "TOOFAN MAIL" and prefered much on account of your terrible stunts and riding.

Now I have seen your "KIMTI ANSU". In this picture your acting is quite wonderful. Accept my sincere congratulations for the tremendous success of "KIMTI ANSU".

From to-day I will anxiously wait for your reply.

I hope that you will not disappoint me.

Now wishing you every success and health.

Your Ardent Admirer,
R. F. GANDHY.

"કીમતી આંસુ" માં ગોહર

# પુષ્પા અને કુલીન બોલે છે ત્યારે ઓડીયન્સમાં ચકચાર ઉભી થાય છે

કીમતી આંસુનું બોલપટ વેસ્ટ એન્ડના પરદા પર ચાલતું હતું ત્યારે જે સંવાદો જાગતા હતા એનું પ્રતિબીંબ ઓડીયન્સમાં બરોબર પડતું હતું—એની જાણ નીચે વાંચ્યાથી થશે.

પુષ્પા—મીસ્ટર, ડોળા કાઢીને શું જોઇ રહ્યા છો? લો આ ઉભી સામે, પેટ ધરાય ત્યાં સુધી બરાબર જોઇ લો.

અને આ ફીલ્મ જોનાર યુવકને બપોરનો બનાવ યાદ આવ્યો-લોકલ ટ્રેઇનમાં એની સાથે કોઇ રૂપવતી બેઠી હતી-એને ટીકી ટીકીને યુવાન જોતો હતો અને પેલીએ ભાષા વિનાજ પુષ્પાના આ સંવાદને સમજાવી દીધો હતો.

× * +

પછી આ વાક્ય ચમકયું.

કુલીન—સ્ત્રી તરફ આવી રીતે જોવાની મને ટેવ પડી ગઇ છે.

પુષ્પા—ટેવ છોડાવે એવી કોઇ માથાની મળી લાગતી નથી.

આ વાક્ય સાંભળતાં પ્રેક્ષકોમાંની એક કૉલેજ કન્યા હસી પડી કારણ કે એણે એક જુવાનને આ ટેવ બદલ સુંવાળો ચંપલ ધરી દીધો હતો.

× + ×

પરદો અવાજ ફેંકે જતો હતો.

કુલીન—પુરૂષ બીચારો બી. એ. થયો હશે તો બાઇ સાહેબને તો ક. ખ, ગ. નું પણ જ્ઞાન નહિ હોય. જ્યાં જુઓ ત્યાં કજોડાં....

અને ઓડીયન્સમાં એક કજોડું બેઠું હતું

એ કંપી ગયું-બૈરી બીચારી સાવ ગામડાથી આવી ચડેલી—એના વર બી. એ. માં પહેલે નંબરે પાસ થયા હતા. "કજોડાં" એ શબ્દ આ જોડી પર સખ્ત ચોટ મારી ગયો.

+ × ×

વેસ્ટ એન્ડના પરદાને ક્યાં નિંદ આવતી હતી ? એના પર બોલતા પડછાયા ચાલ્યાજ કરતા હતા.

પુષ્પા—લાત મારનાર પિશાચના પગ પુજનાર દેવીઓ આજે સિતમની ચક્કીમાં પીસાઇ રહી છે.પતિ એટલે પરમેશ્વર......

અને ખરેખર રાતે પતિના પગ દાબતી દેવી પ્રેક્ષકોમાં જામી હતી એની બાજુમાં બેઠા હતા એ એના પતિદેવ હતા. અને એની લાત કોઇકવાર આ દેવીએ ખાધી હતી. એટલે પતિદેવે ગળું ખંખેર્યું અને દેવી એ એકદમ તાળીઓ પાડવા માંડી—

* * *

અને પરદાની વાત આગળ ચાલી.

પુષ્પા—સાસુ નણંદ, દેરાણી જેઠાણીની જુલ્મી ચક્કીમાં કુસુમ કળીઓનાં જીવન પીસાય છે.

ખુરશી પર બેસનાર દેરાણી જેઠાણીઓ જરા ધ્રુજ્યાં. સાસુ નણંદ જરા ગુસ્સે થયાં. મલકી રહી માત્ર ઘરની એ વહુરાણી-બધાં ફીલ્મ જોવા આવી ચડ્યાં હતાં. વહુને ભુલથીજ આટલો સીનેમા જોવાનો આનંદ અપાઇ ગયો હતો.

× + +

સ્ક્રીન જોરદાર બન્યો અને સંભળાયું.

પુષ્પા—મી. કુકુ, યાદ રાખજો કે માર ખાનારી, ઠોકર અને ગાળો સહન કરનારી ગરીબ ગાય જેવી સ્ત્રીઓનો જમાનો ગયો છે-હવે તો સિંહણ......

જોનાર વર્ગમાં એક ગરીબ ગાય જેવી સ્ત્રી આવી હતી. એણે ખોંખારો ખાધો એની બાજુમાંજ બેઠેલા પતિદેવને એ ખોંખારામાં સિંહણની ગર્જના સંભળાણી-એ નમ્ર બની ગયો.

ઘેર જઇને સ્ત્રીને ફુલો ચડાવવાનું એ વરે નક્કી કર્યું. ગાય સામે સાદ કાઢવા એ તૈયાર હતો, સિંહણ સામે નહિ અને કીમતી આંસુ જોયા પછી એ ગાય સિંહણ બની ગઇ તો...

+ × ÷

ચાદર ચકચકીત બની હતી. દૃશ્યો દોડતાં હતાં. નીચેનું દૃશ્ય પરદા પર દેખાયું.

[પીસ્તાવાળો કુલીનના હાથમાં પીસ્તાનું પાકીટ મૂકે છે.]

કુ-લ્યો પીસ્તાં.

અને પ્રેક્ષકોમાંની એક મીસને પીસ્તાં ખાવાનો એકદમ શોખ થઈ આવ્યો. તરતજ પોતાના કોલેજીઅન મિત્રને પીસ્તાં હાજર કરવાનો હુકમ કરવામાં આવ્યો-અને એ બાપડો વેસ્ટ એન્ડના પીસ્તાવાળા પાસે ગયો.

એ જ્યારે પીસ્તાં લાવ્યો ત્યારે એ મીસે આઇસક્રીમ માગ્યું.

બસ તેજ ક્ષણે પરદા પરથી કુલીન કુમારનો સંવાદ સંભળાયો.

"તમારા જેવી મગરૂર સ્ત્રી મેં કદી જોઇ નથી—"

કોલેજ મિત્ર આ વાક્ય પર હસ્યો પણ ત્યાં તો પરદા પરથી પુષ્પાનો સંવાદ જાગ્યો.

"તમારા જેવા અક્કલના ઓથમીર મેં ક્યાંય જોયા નથી."

આ વાક્ય સાંભળી પેલી મીસ ખડખડાટ હસી પડી. બન્નેના ડાયાલોગ "કીમતી આંસુ"નાં આ પાત્રોજ બોલતાં હતાં.

અને પછી પડયો ઇંટરવલ.

અને રૂપેરી પરદો શાન્ત પડયો.

---

પડછાંયો

પડતાં પ્રાણ
ઉડી જાય છે

દગાખોરો

એને દેખી
ન્હાસી જાય છે

# ચાલાક ચોરનો ચમત્કાર

વિજયપુરના બાળ યુવરાજ ઉમ્મર લાયક થાય ત્યાં સુધી રાજ્યની તમામ સત્તા મામા સાહેબના હાથમાં સુપ્રત થયેલી હતી. રાજકુમારી કમલ અને અજયગઢનો જાગીરદાર જુવાનસીંહ કુમાર મામા સાહેબની કુટીલનીતીનો ભોગ ન બને એની તકેદારી રાખતાં હતાં રાજ્યની આ પરીસ્થીતીનો લાભ ઉઠાવી પડોશના રાજાએ સરહદના પ્રાંતનો કબજો લેવા પ્રયત્ન કર્યો. અંદરખાનેથી દુશ્મન તરફ ઢળેલા મામાસાહેબની બાજી ઉંધી વાળી જુવાનસીંહ વીજયગઢની વતી દુશ્મન સામે લડાઇ કરી. રાજ્યની ઇજ્જત બચાવી પણ આ બનાવની સાથેજ મામાસાહેબ અને જુવાનસીંહની વચ્ચે દુશ્મનાવટના બીજ રોપાયાં.

રાજા સેન્ડો "ચાલાક ચોર" માં

મામાસાહેબનો માવજી નામનો એક ખટપટીયો હજામ ખાસ માનીતો હતો. એની નજર રાજમહેલના એક નોકર તોતાની માશુક મેના ઉપર હતી પણ રાજકુમારના ટીખળી સ્વભાવને લઇને માવજી હમેશા મેના અથવા તો તોતારામના હાથનો માર ખાતો. હજામનો કીનો રાજખટપટમાં પરિણામ પામ્યો. મામાસાહેબને નવા નવા રસ્તા બતાવવાનું અને દુશ્મનોને જલ્દી તારાજ કરવાની યુકતીઓ અજમાવવાનું એણે અસ્ત્રો ચલાવતાં ચલાવતાં શરૂ કરી દીધું. પરિણામે મામાસાહેબે જુવાનસીંગની જાગીર જપ્ત કરવાનો હુકમ કર્યો. પોતાના અશીણી સાલાસાહેબની એની જગાએ નીમ-

બ્ધંક કરી અને રાજકુમારીને માત્ર ખબર આપવા પુરતુંજ કામ પોતે પોતાને માથે રહેવા દીધું. પણ જુવાનસિંહ તરફ રાજકુમારીનું ઢળતું વલણ જોઇ અને પોતાના બીન જવાબદાર પગલાં તરફ એની સખ્ત નાપસંદગી જોઇ મામા સાહેબે બાજી ફેરવી અને જાગીર જપ્ત કરવાનો હુકમ રદ કર્યો. રાજકુમારીએ જુવાનસિંહને વિજયપુર કુમારના જન્મોત્સવ પ્રસંગે આવવા પત્ર લખ્યો અને ફરી સમાધાનીના માર્ગ પર મામા સાહેબને આવવું પડ્યું.

અજયગઢના દરબારમાં હજુ તો જુવાનસિંહ પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં પાછળ જાગીર જપ્તીનો હુકમ લઇને સાલા સાહેબ, સાલાસાહેબના સાલા સાહેબ અને એનોય સાલાસાહેબ, આમ ત્રણ સાલાસાહેબો હુકમ બજાવવા આવ્યા. જુવાનસિંહ અને એની બ્હેન સોનલના હાથનો માર ખાઇને સાલાસાહેબો બહાદુરીપુર્વક પાછાં હઠ્યાં. જુવાનસિંહને થોડા સમય પછી રાજકુમારીનો આમંત્રણ પત્ર મળે છે. સોનલની મના છતાં જુવાનસિંહ રાજકુમારી તરફના પ્રેમને ખાતર રાજધાની તરફ આવવા નીકળે છે.

રાજકુમારી જુવાનસિંહના સ્વાગતની તૈયારી કરે છે. એ પ્રમાણે મામા સાહેબ પણ જુવાનસિંહને ચઢાવવા તૈયારી કરતા હતા. રાજમહેલના બગીચામાં રાજકુમારી અને જુવાનસિંહનો પ્રણય પ્રસંગ જોઇને મામાસાહેબ ઔર ઉશ્કેરાયા. એણે બગીચામાં માણસો ગોઠવીને જુવાનસિંહને કેદ કર્યા અને એને એમ ઠસાવી દીધું કે તને રાજકુમારીએ કેદ કરવા માટેજ બોલાવ્યો હતો. જુવાનસિંહ રાજકુમારીની દગાબાજી ઉપર લાનત વરસાવે છે. મામાસાહેબની બાજી સફળ થાય છે.

પણ મામાસાહેબે અહિં જુવાનસિંહને કેદ કરીનેજ સંતોષ નહોતો માન્યો. જુવાનસિંહની ગેરહાજરીમાં એની અજયગઢની જાગીર કબજે કરવા એ લશ્કર મોકલી ચુકયો હતો. સોનલ બહાદુરીપૂર્વક જાગીરનો બચાવ કરવા ખુબ મથી પણ આખરે એ એક વફાદાર નોકર સાથે પૂરપ વેગે જુવાનસિંહને બચાવવા રાજધાનીમાં આવી જયારે બાબાસાહેબ જુવાનસિંહને જેલમાં લઇ જવાનો હુકમ આપી રહ્યા છે એ વખતે સોનલ આવે છે. ભાઇને છોડાવે છે, મામાસાહેબને બાંધી મૂકે છે, અને જુવાનસિંહ સોનલ અને વફાદાર નોકર સુરજમલ રાજધાનીમાંથી નાસી છુટે છે. સાલાસાહેબો આવીને મામાસાહેબને છોડે છે. જુવાનસિંહને જીવતો યા મુએલો પકડી લાવવાના હુકમો છુટે છે.

"ચાલાક ચોર" ની હીરોઇન પદ્માદેવી.

તા. ૨૮ મી ડીસેમ્બરથી શરૂ

## રમઝાન ઇદ

ના પવિત્ર તહેવાર માટે ખાસ

# રણજીત

નું નવીન સુપર સ્ટંટ સ્પેશીયલ

**જીગરજીત પ્લોટ–**
**મનોહર પ્રસંગો–**
**અને સચોટ સંવાદો**

સાથે

સનસનાટી પેદા કરે એવા
દશ્યો અને લશ્કરી દબદબા
સાથે રજુ થતી આ ચિત્રકૃતિ

**હજારો પ્રેક્ષકોના દિલમાં**

**આનંદની છોળો છલકાવવા**

રૂપેરી ચાદરની રૂપસુંદરી

## મધુરી

અને

લાખો પ્રેક્ષકોનો માનીતો સ્ટાર

## ઈ. બીલીમોરીયા

તથા રણજીતનો અન્ય સ્ટાફ
આ ચિત્રપટમાં નવીજ રીતે ચમકે છે.

**જોવા તૈયાર રહો!**

# નૂરે વતન

## નોવેલ્ટી ટૉકીઝ–ઘી કાંટા રોડ

અમદાવાદ

"ચાલાક ચોર"માં ઇશ્વરલાલ.

મામાસાહેબ જુવાનસિંહની લોકપ્રિયતા અને ફતેહ જોઇને વધારે કડક પગલાં લે છે. પોતે એક બનાવટી ટોળી ઉભી કરે છે અને રાજકુમારને એ ટોળીદ્વારા ઉઠાવી જાય છે. રાત્રે ઉઠાવી જતી વખતે જુવાનસિંહના નામનો અવાજ ટોળીનો સરદાર જાણીજોઇને કરે છે. રાજકુમારી એ સાંભળીને એમજ માને છે કે કુમારને જુવાનસિંહ આવીને ઉઠાવી ગયો છે. ઉશ્કેરાયેલી રાજકુમારી પોતે મામાસાહેબ સાથે લશ્કર લઇને કુમારની શોધમાં નીકળે છે.

પણ બનાવટી ટોળીના એક માણસનો પહેરવેશ પહેરી રાજકુમારનો નોકર તોતારામ પણ સાથે ઘુસી જાય છે અને ટોળીમાં શામીલ રહે છે. દરમ્યાન જુવાનસિંહની બ્હેન સોનલ છુપા રહેઠાણમાં એકલી છે એવા ખબર મળતાં મામા સાહેબ એ રહેઠાણ ઉપર હુમલો કરે છે. સોનલને કેદ કરીને બનાવટી ટોળીની છુપી જગાએ લાવે છે. સોનલ ઉપર બળજબરી કરવાનો પ્રયત્ન કરતા મામા સાહેબ ને તોતારામ હેરાન કરે છે. આખરે કાબેલીયતથી રાજકુમાર અને સોનલને બચાવીને તોતારામ નાસી છુટે છે.

રાજકુમારીએ દગો કર્યો એ ખ્યાલમાં બળી જળી રહેલો જુવાનસિંહ રાજ્ય સામે બ્હારવટું ખેડે છે અને તમામ અમલદારો અને મામાસાહેબના શાગરીતોને તોબા પોકરાવે છે. પ્રજાનો અતિ માનીતો થઇ પડેલો જુવાનસિંહ કેદ પકડવો મુશ્કેલ થઇ પડે છે. ચોમેરથી પ્રજા એને વધાવે છે. મામાસાહેબ ઉશ્કેરાય છે. પોતાના સાલાસાહેબને અજયગઢની જાગીરની ગાદીપર બેસારવા માવજી હજામને કારભારી નીમીને મોકલે છે. માવજી અજયગઢના તમામ હજામોને અમલદાર તરીકે નીમીને સાલાસાહેબને તખ્તનશીન કરવા જાય છે, એટલામાં જુવાનસિંહનો હુમલો થાય છે. ઉંઘણશી સાલાસાહેબો અને માવજીભાઇ હજામ કેદ થાય છે. એ બધાને લઇને જુવાનસિંહપોતાના છુપા રહેઠાણ તરફ પાછો ફરે છે.

જુવાનસિંહ અજયગઢ ઉપર સફળ છાપો મારી સાલા સાહેબોને કેદ કરી પોતાના રહેઠાણ તરફ પાછો ફરતો હોય છે ત્યારે એને રાજકુમારી લશ્કર સાથે આવતી હોવાના ખબર મળે છે. પોતાના સાથીદારોને રવાના કરી જુવાનસિંહ વફાદાર નોકર સુરજમલ સાથે લશ્કરના કેમ્પ તરફ રવાના થાય છે, અને ત્યાંથી રાજકુમારીને ઉઠાવી લાવે છે. જુવાનસિંહની પાછળ લશ્કર પડે છે. જુવાનસિંહ રાજકુમારી સાથે એક ગુફામાં છુપાઇને રહે છે પણ મામાસાહેબ આખરે જુવાનસિંહ તોતારામ

ઝણઝણાટીવાળો ચાલાક ચોરનો સીન

અને સોનલને કેદ કરે છે. રાજકુમારને પુરાણા કિલ્લામાં છુપાવી રાખે છે અને રાજકુમારી સાથે મામા સાહેબ રાજધાનીમાં પાછો ફરે છે.

માવજીભાઇ હજામ મામા સાહેબને ઉમદા સલાહ આપે છે કે રાજકુમારીના વિવાહ તમારા સાળા સાથે કરી દો. રાજકુમારને કતલ કરો અને જુવાનસિંહ તથા સોનલ તો તમારા કબજામાંજ છે. પછી તમો રાજા હું દિવાન. મામામાહેબ તમામ તૈયારી કરે છે. રાજકુમારી આ આખી દગાબાજી જાણી જાય છે. જુવાનસિહને છોડાવવા જેલમાં દોડે છે. પણ ફરી મામાસાહેબના હાથમાં બન્ને સપડાય છે.

બીજી બાજુ હજામના પેટમાં વાત રહેતી નથી. મેનાને મેળવવાના મોહ ;ાં એ બધું બોલી દે છે. મેના વાત કઢાવીને એની પાસેથી છટકે છે તોતારામને બચાવે છે અને તોતારામ મામાસાહેબના હાથમાંથી સોનલને બચાવી વેશપલટો કરી પુરાણા કિલ્લા તરફ રાજકૂમારને બચાવવા જાય છે. દરમ્યાન રાજકુમારીને સાલાસાહેબ સાથે પરણવાની તૈયારી થઇ રહી છે પણ રાજકુમારી પોતાની જગાએ મેનાને બેસારી જુવાનસિંહને છોડાવવા જાય છે. બન્ને પુરાણા કિલ્લા તરફ રવાના થાય છે. મામાસાહેબનો પિતો ઉકળી આવે છે એ પણ પીછો પકડે છે અને પુરાણા કિલ્લા તરફ રવાના થાય છે.

પુરાણા કિલ્લાના પહેરગીરોને બનાવી સોનલ અને તોતારામ રાજકુમારને બચાવે છે પણ દરવાજા ઉપરજ એમને મામા સાહેબનો ભેટો થાય છે. મામાસાહેબ હવે જુવાનસિંહને સપડાવવાની જાળ રચે છે અને આખરે તમામ બાજી મામા સાહેબના હાથમાં આવે છે. રાજકુમારની કતલ કરવાની તૈયારી વખતે જુવાનસિંહ આવી ચડે છે. ભયંકર મારા મારી થાય છે અને મામાસાંહેબ સોનલને આડે રાખી પોતાના જાન બચાવવા પ્રયત્ન કરે છે જુવાનસિંહને સોનલ આગળ વધવા કહે છે પણ રાજકુમારી ના કહે છે એટલામાં બાલકુમાર પાછળથી કુદીને મામા સાહેબની રિવોલ્વર છોડાવી લે છે. મામાસાહેબ કેદ પકડાય છે. એને અને માવજીને સખ્ત નશીયત આપ્યા બાદ રાજકુમારને તખ્ત નશીન કરવામાં આવે છે.

---

ચાલાક ચોર
રાજા સેન્ડો, પદ્માદેવી.

A RAJA SANDOW
PRODUCTION

